અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

(૧) આરંભમાં જ એ સ્પષ્ટ કરી દેવું જરૂરી છે કે અમારી શ્રદ્ધા અનુસાર ઇસ્લામ કોઈ એવા ધર્મનું નામ નથી જેને મુહમ્મદ પૈગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે પ્રથમવાર રજૂ કર્યો હોય અને એ જ કારણે એમને ઇસ્લામના સ્થાપક કહેવું યોગ્ય હોય. કુર્આન એ વાતની પૂર્ણ સ્પષ્ટતા કરી દે છે કે ખુદાના તરફથી સમગ્ર માનવજાતિ માટે હંમેશાં એક જ ધર્મ મોકલવામાં આવ્યો છે, અને એ છે ઇસ્લામ, જેનો અર્થ થાય છે ખુદાની આજ્ઞાઓ સમક્ષ માથું ઝુકાવી દેવું. વિશ્વના વિવિધ ભાગો તથા વિવિધ કોમોમાં ખુદા દ્વારા જે જે નબીઓ મોકલવામાં આવ્યા હતા તેઓ પોતાના કોઈ જુદા ધર્મના સ્થાપક ન હતા, કે તેઓમાંથી કોઈના લાવેલ ધર્મને નૂહવાદ, કે કોઈ ધર્મને ઇબ્રાહીમવાદ, કે મૂસાવાદ કે ઈસાવાદ કહી શકાય, બલ્કે દરેક આવનાર નબી એ જ એક ધર્મ રજૂ કરતો રહ્યો જે એમના પૂર્વે નબીઓ રજૂ કરતા આવ્યા હતા.

(૨) નબીઓમાં મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની વિશિષ્ટતા વાસ્તવમાં એ છે કે : (ક) તેઓ ખુદાના આખરી પયગંબર છે. (ખ) એમના દ્વારા ખુદાએ એ જ મૂળ ધર્મને પુનઃ જીવંત કરી દીધો જે તમામ નબીઓ દ્વારા લાવેલ હતો. (ગ) એમાં વિવિધ ભાષાના લોકોએ જે જે ભેળસેળ કરીને જુદા જુદા ધર્મો બનાવી લીધા હતા એ સર્વેને ખુદાએ વીણીને જુદા પાડી દીધા અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ દ્વારા અસલ અને શુદ્ધ ઇસ્લામનું શિક્ષણ માનવજાતને આપ્યું. (ઘ) એમના પછી ખુદાની બીજા કોઈ નબીને મોકલવાની ઇચ્છા ન હતી એ જ કારણે એમને જે ગ્રંથ એણે આપ્યો એનો શબ્દશઃ એની અસલ ભાષામાં જ ખુદાએ સુરક્ષિત કરી દીધો જેથી મનુષ્ય દરેક યુગમાં એમાંથી માર્ગદર્શન મેળવી શકે. કુર્આનમજીદ વિષે આ વાત શંકાથી પર છે કે તે કોઈ પણ પ્રકારના ફેરફાર વગરનું એ જ કુર્આનમજીદ છે જે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સાહેબે રજૂ કર્યું હતું. એના ઉતરાણકાળથી જ મુહમ્મદ સ.અ.વ. એને લખાવતા રહ્યા હતા. અને એ જ ક્રમ એમના અવસાન સુધી ચાલ્યો. આ સંપૂર્ણ કુર્આનમજીદને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના પ્રથમ ખલીફાએ એક ગ્રંથના રૂપમાં નકલ કરાવીને સુરક્ષિત કરી લીધું, ત્યારબાદ ત્રીજા ખલીફાએ એની નકલો ઇસ્લામી જગતના સર્વે કેન્દ્રોમાં મોકલી આપી. એ સમયથી આજ સુધી દરેક દેશ તથા દરેક સદીમાં લખાયેલા કે છપાયેલા કુર્આન જો એકત્રિત કરીને જોઈ લેવામાં આવે તો એમાં કોઈ ફેર નહીં જણાય. આ સિવાય નમાઝમાં કુર્આન પઢવાનો આદેશ આપ

સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની રિસાલતના પ્રથમ દિવસથી જ આપી દેવામાં આવ્યો હતો. એટલે સેંકડો સહાબાએ કિરામ રદિ. અન્હુએ સંપૂર્ણ કુર્આનમજીદ અને સર્વ સહાબાએ કિરામ રદિ.એ એનો કોઈને કોઈ ભાગ આપ સાહેબ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જીવનકાળમાં જ યાદ કરી લીધો હતો. તે સમયથી આજ સુધી કુર્આનમજીદને શબ્દશઃ યાદ કરીને દર વર્ષે રમઝાનની તરાવીહની નમાઝમાં સંપૂર્ણ કુર્આનેમજીદ મોઢે સંભળાવવાનો ક્રમ સમગ્ર ઇસ્લામી જગતમાં પ્રચલિત થઈ ચાલતો આવ્યો છે અને દરેક યુગમાં લાખો હાફિઝો (કુર્આનને મોઢે યાદ કરી લેનાર) મોજૂદ રહ્યા છે. સંસારનું બીજું કોઈ પણ ધાર્મિક પુસ્તક આ રીતે લેખિત રૂપમાં કે યાદ કરનારાઓ દ્વારા સુરક્ષિત થયેલ નથી કે જેના સત્ય હોવા અંગે શંકાની રજમાત્ર શક્યતા ન હોય. (ચ) સ્વયં આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જીવનચરિત્ર અને સુન્નતને સહાબાએ કિરામ રદિ. તથા તેમના પછીના હદીસના નિષ્ણાતોએ એવી અનુપમ પદ્ધતિથી સુરક્ષિત કરી લીધું કે જેનાથી વધુ શ્રેષ્ઠ પદ્ધતિ ક્યારેય કોઈ નબી અથવા બીજી કોઈ ઐતિહાસિક પ્રતિભાના જીવનચરિત્ર અને તેના કથનો તથા વ્યવહારને સુરક્ષિત કરવામાં નથી આવ્યા. ટૂંકમાં એ પદ્ધતિ આ મુજબ હતી કે જે વ્યક્તિ પણ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ દ્વારા કહેવામાં આવેલ કોઈ વાત વર્ણવે તો એને ફરજિયાત એ બતાવવું પડતું કે એના સુધી કયા ઉલ્લેખકર્તાઓ (રાવીઓ) દ્વારા આ વાત પહોંચી છે, અને ઉલ્લેખનો આ ક્રમ કોઈ એવી વ્યક્તિ સુધી પહોંચે છે કે નહીં જેણે પોતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી એ વાત સાંભળી હોય, અથવા એમને એ કાર્ય કરતા જોયા હોય. પછી જે જે ઉલ્લેખકર્તાઓ દ્વારા આ વાત પાછળના લોકો સુધી પહોંચી એમના જીવનચરિત્રની પણ છણાવટ કરવામાં આવી જેથી એ જાણી શકાય કે એમના (રાવીઓ)ઉલ્લેખિત કથન ભરોસાપાત્ર છે કે નહીં. આ રીતે હદીસોનો સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો જેના સંપાદકોએ દરેક હદીસના વર્ણનકર્તા (રિવાયત કરનાર)નો આખો ક્રમ પણ નોંધી રાખ્યો અને સાથે સાથે (રાવીઓ) ઉલ્લેખકર્તાઓ જીવનચરિત્ર ઉપર પણ પુસ્તકો લખવામાં આવ્યા જેમની મદદથી આજે પણ આપણે એ શોધી શકીએ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું જીવન કેવું હતું અને એમણે પોતાના કામ અને કથનથી (અથવા કથન અને આચરણથી) લોકોને શું શિક્ષણ આપ્યું. (છ) આ રીતે કુર્આનમજીદ અને એના લાવનાર નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું પ્રમાણભૂત જીવનચરિત્ર અને સુન્નત બન્ને પરસ્પર મળીને કાયમ માટે એ જાણવાનું ભરોસાપાત્ર માધ્યમ બની ગયા છે કે અલ્લાહનો ધર્મ (દીન) વાસ્તવમાં શું છે, તે આપણને શું માર્ગદર્શન આપે છે અને આપણી પાસેથી એ શું ઇચ્છે છે?

(૩) જો કે અમો મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પહેલાના સર્વે નબીઓ અલૈહિસ્સલામ ઉપર ઈમાન રાખીએ છીએ, એમના ઉપર પણ કે જેમનો ઉલ્લેખ કુર્આનમાં આવ્યો છે અને એમના ઉપર પણ કે જેમનો ઉલ્લેખ કુર્આનમજીદમાં નથી આવ્યો, અને આ ઈમાન અમારી શ્રદ્ધાનું એવું અનિવાર્ય અંગ છે કે જેના વગર આપણે મુસલમાન હોઈ શકતા નથી, પરંતુ માર્ગદર્શન મેળવવા માટે આપણે ફક્ત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ તરફ જ વળીએ છીએ. જે કોઈ પક્ષપાતના આપણે કારણે નથી બલ્કે અસલ કારણ આ છે કે, (ક) તેઓ આખરી નબી છે એટલે એમનું લાવેલ શિક્ષણ અલ્લાહ તરફથી અત્યંત આધુનિક માર્ગદર્શન છે. (ખ) એમના દ્વારા જે અલ્લાહનો કલામ આપણા સુધી પહોંચ્યો છે તે અલ્લાહનો કલામ છે જેની સાથે કોઈ માનવના કલામનું (વાણીનું) મિશ્રણ થયું નથી. તે પોતાની અસલ ભાષામાં જ સુરક્ષિત છે. તેની ભાષા એક જીવંત ભાષા છે, જેને આજે પણ કરોડો મનુષ્યો બોલે છે,લખે છે, અને સમજે છે, અને ભાષાના વ્યાકરણ, શબ્દકોષ, રૂઢિપ્રયોગો, ઉચ્ચારણ અને લેખનમાં કુર્આનના ઉતરાણકાળથી આજ સુધી કોઈ પરિવર્તન નથી આવ્યું. અને (ગ) જેવું કે હમણાં હું વર્ણન કરી ચૂક્યો છું એમનું જીવનવૃત્તાંત (જીવન કથા), ચારિત્ર્ય (અખ્લાક), આચરણ, કથન અને કાર્યો અંગે સંપૂર્ણ ઐતિહાસિક રેકોર્ડ શક્ય એટલા વધુ ખરાપણા, ચોકસાઈ અને શક્ય એટલા વધુ વિસ્તૃત વર્ણન સાથે સુરક્ષિત છે. આ વાત કેમકે બીજા નબીઓ અલૈહિસ્સલામ માટે સાચી નથી ઠરતી એટલે અમો એમના ઉપર ફક્ત ઈમાન જ રાખીએ છીએ પરંતુ આચરણમાં એમનું અનુકરણ નથી કરી શકતા.

(૪) અમારી શ્રદ્ધા મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની રિસાલત સમગ્ર જગત માટે અને દરેક યુગ માટે છે, એટલા માટે કે (ક) કુર્આનમજીદ આની સ્પષ્ટતા કરે છે. (ખ) આ એમના અંતિમ નબી હોવાનો તાર્કિક તકાદો છે, કેમકે દુનિયામાં એક નબીના આખરી નબી હોવામાં આપમેળે આ વાત અત્યંત જરૂરી બની જાય છે કે તે સર્વે મનુષ્યો માટે અને એમના પછી આવનાર દરેક યુગ માટે માર્ગદર્શક અને નેતા હોય. (ગ) એમના દ્વારા એ માર્ગદર્શન સંપૂર્ણપણે આપી દેવામાં આવ્યું જે સીધા માર્ગ ઉપર ચાલવા માટે મનુષ્યને જોઈએ અને આ પણ એમના અંતિમ નબી હોવાનું તાર્કિક પરિણામ છે, કારણ કે સંપૂર્ણ માર્ગદર્શન વગર જે નબી પણ મોકલવામાં આવે તે અંતિમ નબી હોઈ શકે નહીં, બલ્કે એમના પછી પણ એક નબીની જરૂરત બાકી રહી જાય છે. (ઘ) અને આ એક વાસ્તવિક હકીકત છે કે એમના પછી છેલ્લા ૧૪૦૦ વર્ષમાં કોઈ એવું વ્યક્તિત્વ નથી ઊભર્યું કે જેણે ખુદા તરફથી નબી

હોવાનો દાવો કરવાની સાથે પોતાના ચારિત્ર્ય અને આચરણ તથા પોતાના વાણી - વર્તનમાં નબીઓ જેવું થોડુંક પણ સામ્ય ધરાવતું હોય જેણે વહીવાહક (વહી ધારણ કરનાર) હોવાનો દાવો કરવાની સાથે કોઈ એવું પુસ્તક રજૂ કર્યું હોય જે ખુદાઈ કલામ (વાણી)ની સાથે કોઈ નામ માત્રનું પણ સામ્ય ધરાવતું હોય અને જેને શરીઅત આપનાર નબી કહી શકાતા હોય.

(૫) વાતચીતના આ તબક્કે એ જાણી લેવું પણ જરૂરી છે કે અલ્લાહ તરફથી મનુષ્યને કયા પ્રકારના વિશિષ્ટ જ્ઞાનની જરૂર છે જે ફક્ત નબીઓ અલૈહિસ્સલામ દ્વારા જ આપવામાં આવ્યું છે?

સંસારમાં એક પ્રકારની વસ્તુ એ છે કે જેને આપણે આપણી ઈન્દ્રિયો દ્વારા અનુભવી શકીએ છીએ અથવા આપણા વૈજ્ઞાનિક સાધનોથી કામ લઈને એમને સમજી શકીએ છીએ, અને આ માધ્યમો દ્વારા પ્રાપ્ત થનાર જ્ઞાનને નિરીક્ષણ અને અનુભવ તથા ચિંતન અને દલીલ - શક્તિની મદદથી સંપાદન કરીને નવા નવા પરિણામો સુધી પહોંચી શકીએ છીએ. આ પ્રકારની વસ્તુઓના જ્ઞાનને ખુદા તરફથી આવવાની કોઈ જરૂર નથી. આ આપણી પોતાની શોધખોળ, ચિંતન અને મનન તથા સંશોધન અને શોધનું ક્ષેત્ર છે; જો કે આ બાબતમાં પણ આપણા સર્જનહારે આપણો સાથ સંપૂર્ણપણે નથી છોડી દીધો. ઈતિહાસના વિવિધ તબક્કાઓમાં અનુભવી ન શકાય તેવા માધ્યમો દ્વારા પોતાના સર્જન કરેલા જગતથી આપણો પરિચય કરાવતો રહ્યો છે, જ્ઞાન અને પરિચયના દ્વાર આપણી ઉપર ખોલતો રહ્યો છે. અને સમયે સમયે ઇલ્હામી (સાંકેતિક) પદ્ધતિથી કોઈ ને કોઈ મનુષ્યને એ કોઈ એવી વાત સુઝાવતો રહ્યો છે જેનાથી તે કોઈ નવી શોધ કે કોઈ નવો પ્રાકૃતિક નિયમ જાણવામાં સફળ થઈ શક્યો છે. તેમ છતાં અંતે તો આ માનવજ્ઞાનનું જ ક્ષેત્ર છે જેના માટે ખુદા તરફથી કોઈ નબી કે ગ્રંથના અવતરિત હોવાની જરૂરત નથી. આ ક્ષેત્રમાં જે જ્ઞાન ઇચ્છનીય છે તેને પ્રાપ્ત કરવાના સાધનો મનુષ્યને આપી દેવામાં આવ્યા છે.

બીજા પ્રકારની વસ્તુ એ છે કે જે આપણી ઇન્દ્રિયો અને વૈજ્ઞાનિક સાધનોની શક્તિની બહાર છે, જેને આપણે ન તો તોલી શકીએ છીએ કે ન માપી શકીએ છીએ, અને ન તો આપણા જ્ઞાન-પ્રાપ્તિના માધ્યમોમાંથી કોઈ માધ્યમને વાપરીને એના વિષે એવી જાણકારી પ્રાપ્ત કરી શકીએ છીએ કે જેને "જ્ઞાન" કહી શકાય. તત્વચિંતકો તથા વૈજ્ઞાનિકો જો એના વિષે કોઈ અભિપ્રાય બાંધતા હોય તો તે માત્ર ધારણાઓ, ગુમાન અને અટકળો જ છે, જેને જ્ઞાન કહી શકાય નહીં, આ અંતિમ સત્યો છે જે વિષે તર્કસંગત સિદ્ધાંતને એ

લોકો પોતે પણ વિશ્વસનીય નથી કહી શકતા જેમણે એ સિદ્ધાંતને રજૂ કર્યા છે. અને જો તેઓ પોતાના જ્ઞાનની સીમાઓથી પરિચિત હોય તો પછી એના ઉપર ન તો તેઓ પોતે ઈમાન લાવી શકે છે કે ન કોઈ બીજાને ઈમાન લાવવાનું આમંત્રણ આપી શકે છે.

આ જ તે ક્ષેત્ર છે જેમાં મનુષ્ય વાસ્તવિકતા (સત્ય)ને જાણવા માટે સૃષ્ટિના સર્જનહાર દ્વારા અપાયેલ જ્ઞાનનો મોહતાજ છે, અને સર્જનહારે આ જ્ઞાન ક્યારેય એ રીતે નથી આપ્યું કે કોઈ પુસ્તક છાપીને એક મનુષ્યના હાથમાં આપી દીધું હોય, અને કહ્યું હોય કે એને વાંચીને પોતે જાણી લે કે આ જગતની અને ખુદ તારી પોતાની વાસ્તવિકતાને અનુરૂપ સાંસારિક જીવનમાં તારૂં વલણ શું હોવું જોઈએ. આ જ્ઞાનને મનુષ્યો સુધી પહોંચાડવા માટે એણે હંમેશાં નબીઓ અલૈહિસ્સલામને માધ્યમ બનાવ્યા છે - વહ્ય (વહી) દ્વારા એમને સત્યોથી વાકેફ કર્યા છે, અને એમને એ કાર્ય પર નિયુક્ત કર્યા છે કે તેઓ આ જ્ઞાનને બીજા લોકો સુધી પહોંચાડે.

(૬) નબીનું કાર્ય ફક્ત એટલું જ નથી કે તે માત્ર હકીકતનું જ્ઞાન લોકો સુધી પહોંચાડી દે,બલ્કે એમનું કાર્ય એ દર્શાવી દેવું પણ છે કે આ જ્ઞાન અનુસાર ખુદા અને માનવ તથા માનવ-માનવ વચ્ચે વાસ્તવમાં શો સંબંધ છે, અને વ્યવહારમાં શો સંબંધ હોવા જોઈએ. આ જ્ઞાન કઈ આસ્થાઓ, કઈ ઇબાદતો, કઈ નીતિઓ અને સંસ્કૃતિ તથા સભ્યતાના કયા સિદ્ધાંતોની અપેક્ષા સેવે છે, અને આ જ્ઞાન અનુસાર સામાજિકતા, આર્થિકતા, નાણાકીય બાબતો, રાજકારણ, ન્યાયતંત્ર, યુદ્ધ અને સુલેહ, આંતરરાષ્ટ્રીય સંબંધો એટલે કે જીવનના દરેક વિભાગોની નવરચના કયા સિદ્ધાંતો પર થવી જોઈએ. નબી ફક્ત એક ઉપાસના અને પ્રથાઓનું તંત્ર લઈને નથી આવતા જેને સંસારની પરિભાષામાં ''ધર્મ'' કહેવામાં આવે છે, બલ્કે તેઓ એક સંપૂર્ણ જીવન-વ્યવસ્થા લઈને આવે છે જેનું નામ ઇસ્લામી પરિભાષામાં ''દીન'' એટલે કે ''જીવન-પદ્ધતિ'' છે.

(૭) પછી એવું પણ નથી કે નબીનું મિશન ફક્ત દીનનું જ્ઞાન પહોંચાડી દેવા પૂરતું સીમિત હોય, બલ્કે તેમનું મિશન એ પણ છે કે જે લોકો એમના રજૂ કરેલા દીનને કબૂલ કરીને મુસ્લિમ બની જાય, એમને એ દીન શીખવા કે એની આસ્થાઓ (અકાઈદ) નીતિ-નિયમો, ઇબાદતો, કાનૂની આદેશ (કાનૂની એહકામ) અને સમગ્ર જીવન-વ્યવસ્થાથી એમને પરિચિત કરાવે. એમની સાથે પોતે એક ઉદાહરણરૂપ આદર્શ મુસ્લિમ બની બતાવે જેથી તેઓ પોતાના જીવનમાં એમનું અનુસરણ કરી શકે એમને વ્યક્તિગત અને સામૂહિક કેળવણી આપીને એક સાચી ઇસ્લામી સભ્યતા અને સંસ્કૃતિ માટે વ્યવહારિક રૂપમાં તૈયાર કરે અને એમને સંગઠિત કરીને એક એવો સમૂહ બનાવી દે જે

જગતમાં ખુદાના દીનને વ્યવહારિક રૂપમાં સ્થાપવાના શક્ય તમામ પ્રયાસો કરે એટલે સુધી કે ખુદાના કલ્મા (બોલ-વાણી) સર્વોપરી થઈ જાય અને બીજાના બોલ નીચા થઈ જાય, જરૂરી નથી કે બધા નબીઓ પોતાના આ મિશનને સફળતાના અંતિમ તબક્કા સુધી પહોંચાડવામાં સફળ થયા હોય, ઘણાં બધા નબીઓ એવા છે કે જેઓ પોતાના કોઈ કસૂરના કારણે નહીં બલ્કે પક્ષપાતી લોકોના અવરોધો અને સંજોગોની પ્રતિકૂળતાના કારણે એને અંત સુધી પહોંચાડી ન શક્યા તેમ છતાં દરેક નબીઓનું મિશન આખરે તો આ જ હતું, અલબત્ત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની એ વિશિષ્ટતા ઇતિહાસમાં અનોખી છે કે તેમણે ખુદાની બાદશાહી ધરતી પર એવી જ રીતે સ્થાપીને દેખાડી દીધી જેવી કે તે આકાશમાં છે.

(૮) કુર્આનમજીદ અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે શરૂઆતથી જ પોતાનું સંબોધન સર્વે મનુષ્યો માટે ખુલ્લું રાખ્યું, અથવા તો પછી મનુષ્યોમાંથી જે કોઈ ઇસ્લામના સંદેશને ગ્રહણ કરી લે તેઓને મો'મિન (એટલે કે ઈમાનવાળા) હોવાના રૂપમાં સંબોધ્યા, કુર્આનમજીદને શરૂથી અંત સુધી જોઈ જાવ અને મુહમ્મદ પેગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના વ્યાખ્યાનો અને વાતચીતોના સંપૂર્ણ રેકોર્ડને પણ બારીકાઈથી ચકાસી જુઓ, તમે ક્યાંય એવું નહીં જુઓ કે આ ગ્રંથ અને તેના લાવનાર રસૂલે કોઈ ખાસ દેશ, કોમ, વંશ, રંગ કે વર્ગના લોકોને અથવા કોઈ ખાસ ભાષાના બોલનારાઓને પોકાર્યા હોય. દરેક જગ્યાએ ક્યાં તો **"યા બની આદમ"** અર્થાત્ 'આદમના પુત્રો' અથવા **"યા અય્યુહન્નાસ"** એટલે કે 'હે લોકો' કહીને સમગ્ર માનવજાતિને ઇસ્લામનો સ્વીકાર કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે, અથવા તો પછી ઇસ્લામ ગ્રહણ કરી લેનારાઓને આદેશ અને માર્ગદર્શન આપવા માટે **"યા અય્યુહલ્લઝીન આમનૂ"** અર્થાત્ 'હે ઈમાન લાવનારાઓ' કહીને સંબોધવામાં આવ્યા છે. આનાથી આપમેળે એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે ઇસ્લામનો સંદેશ વિશ્વવ્યાપી છે અને જે પણ મનુષ્ય આ સંદેશને સ્વીકારી લે તે બિલકુલ સમાન હક્કો સાથે એક જ દરજ્જાના મો'મિન (ઈમાનવાળા)અને શ્રદ્ધાળુ છે. કુર્આન કહે છે કે : ''ઈમાનવાળા તો એકબીજાના ભાઈ છે'' અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું ફરમાન છે કે જે લોકો ઇસ્લામી માન્યતાઓ સ્વીકારી લે અને મુસલમાનો જેવું આચરણ અપનાવી લે એમના હક્કો એ જ છે જે અમારા હક્કો છે, અને એમના કર્તવ્ય પણ એ જ છે જે અમારા કર્તવ્ય છે. એનાથી પણ વધુ સ્પષ્ટ શબ્દોમાં રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ફરમાવ્યું, ''સાંભળો, તમારો રબ અર્થાત્ પાલનહાર પણ એક જ છે અને તમારો પિતા (આદમ અ.સ.) પણ એક જ. કોઈ

અરબીને કોઈ અજમી (બિનઅરબી) ઉપર શ્રેષ્ઠતા નથી, ન તો કોઈ કાળો કોઈ ગોરા પર શ્રેષ્ઠતા ધરાવે છે, કે ન તો કોઈ ગોરો કોઈ કાળા ઉપર. પણ શ્રેષ્ઠતા જો છે તો ફક્ત અલ્લાહથી ડરવાની બુનિયાદ ઉપર છે. ખુદા સમક્ષ તમારામાં સૌથી વધુ આબરૂવાળો એ છે જે સૌથી વધુ પરહેજગાર (ખુદાની નાફરમાનીથી બચનાર) છે.

(૯) ઇસ્લામનો પાયો જે અકીદાઓ (શ્રદ્ધાઓ) ઉપર છે તેમાં સર્વ પ્રથમ, સૌથી વધુ અગત્યનો અકીદો (શ્રદ્ધા) ફક્ત એક જ ખુદા પર ઈમાન છે. ફક્ત એટલા પૂરતું નહીં કે ખુદા અસ્તિત્વ ધરાવે છે, અને એટલા પૂરતું પણ નહીં કે તે ફક્ત એક જ છે, બલ્કે એ વાત પર કે તે જ એકલો આ જગતનો સર્જનહાર સ્વામી, શાસક અને વહીવટકર્તા છે. એના જ કાયમ રાખવાથી આ સંસાર કાયમ છે, એના જ સંચાલનથી આ સંસાર ચાલી રહ્યું છે, અને સંસારની દરેક વસ્તુને પોતાના સંસારમાં કાયમ અને બાકી રહેવા માટે જે આજીવિકા તથા શક્તિની જરૂરત છે તેને પહોંચાડનાર પણ એ જ છે. સાર્વભૌમત્વના સર્વગુણો ફક્ત તેનામાં જ મૌજૂદ છે અને કોઈ પણ એ વિશિષ્ટતાઓમાં એનો ભાગીદાર નથી. પ્રભુતા (ખુદાઈ)ના સર્વે ગુણો પણ એ જ ધરાવે છે અને એમાંથી કોઈ પણ ગુણ એની હસ્તી સિવાય કોઈની પાસે નથી. સમગ્ર સૃષ્ટિ તથા તેની એક એક વસ્તુને તે પ્રત્યક્ષ રીતે જાણે છે-ફક્ત તેના વર્તમાનને જ નહીં બલ્કે તેના ભૂતકાળ અને ભવિષ્યકાળને પણ આ સર્વસ્વ જોનારી દૃષ્ટિ ધરાવે છે. તથા અદૃશ્યનું વ્યાપક જ્ઞાન એના સિવાય કોઈનેય પ્રાપ્ત નથી. તે હંમેશથી છે અને હંમેશ રહેનારો છે, એના સિવાય સૌ કોઈ (નશ્વર) નાશ પામનાર છે અને આપમેળે જીવંત અને ટકી રહેનારો ફક્ત એ જ છે. ન તો તે કોઈની સંતાન છે અને ન કોઈ તેની સંતાન. તેની હસ્તી સિવાય સંસારમાં જે કાંઈ છે તે એનું સર્જન છે અને સંસારમાં કોઈનું પણ એ સ્થાન નથી કે તેને કોઈ પણ અર્થમાં વિશ્વના પાલનહારનો સમકક્ષ અથવા તેના પુત્ર કે પુત્રી કહી શકાય. ફક્ત એ જ મનુષ્યનો સાચો પૂજ્ય (ઉપાસ્ય) છે. કોઈને પણ ઉપાસનામાં એનો ભાગીદાર બનાવવો એ સૌથી મોટું પાપ અને સૌથી મોટી બેવફાઈ છે. એ જ મનુષ્યની પ્રાર્થનાઓને સાંભળનાર છે અને એને સ્વીકારવાના કે ન સ્વીકારવાના અધિકારો પણ એ જ ધરાવે છે. એની પાસે મદદ ન માગવી એ અયોગ્ય અભિમાન છે. એના સિવાય કોઈ બીજાની પાસે મદદ માગવી એ અજ્ઞાનતા છે. અને એની સાથો સાથ બીજાઓથી પણ મદદ માગવી એ ખુદાઈમાં ખુદાની સાથે જે ખુદા નથી તેને ભાગીદાર બનાવવા સમાન છે.

(૧૦) ઇસ્લામની દૃષ્ટિએ અલ્લાહનું શાસન (પ્રભુત્વ) ફક્ત અલૌકિક જ નથી બલ્કે રાજનૈતિક અને કાનૂની પણ છે, અને આ શાસનમાં પણ એનો કોઈ ભાગીદાર

નથી. એની ધરતી પર એને એના સર્જેલ મનુષ્યો પર એના સિવાય કોઈને પણ હુકમ ચલાવવાનો અધિકાર નથી, ભલે પછી તે રાજા હોય, કે રાજપરિવાર હોય, કે શાસકવર્ગ હોય, કે કોઈ એવી લોકશાહી હોય જે પ્રજાના સાર્વભૌમત્વમાં શ્રદ્ધા ધરાવતી હોય; એની વિરુદ્ધ જે સ્વાયત્ત બને તે પણ દ્રોહી છે. અને જે એને મૂકીને બીજા કોઈનું આજ્ઞાપાલન કરે છે તે પણ દ્રોહી છે. અને એવી જ દ્રોહી એ વ્યક્તિ કે સંસ્થા છે જે રાજકીય અને કાનૂની સાર્વભૌમત્વને પોતાના માટે વિશિષ્ટ દાખવીને ખુદાના અધિકૃત વિસ્તારને વ્યક્તિગત કાનૂની કે ધાર્મિક આદેશો અને માર્ગદર્શન સુધી સીમિત કરી દે. વાસ્તવમાં પોતાની ધરતી પર જન્મેલા મનુષ્ય માટે શરીઅત આપનાર એના સિવાય ન તો કોઈ છે, ન હોઈ શકે છે, અને ન જ કોઈને એ હક્ક પ્રાપ્ત થાય છે કે એની સર્વોચ્ચ સત્તા ને પડકાર આપે.

(૧૧) ઈસ્લામની ખુદા અંગેની આ ધારણા અનુસાર કેટલીક બાબતો દેખીતી રીતે અનિવાર્ય થઈ જાય છે : (ક) ફક્ત ખુદા જ મનુષ્યો માટે સાચો ઉપાસ્ય (અથવા બીજા શબ્દોમાં ઈબાદતને પાત્ર) છે, જેના સિવાય કોઈ બીજાની એ હેસિયત જ નથી કે મનુષ્ય તેની ઈબાદત (પૂજા) કરે. (ખ) એ જ એકલો સૃષ્ટિની સર્વ શક્તિઓનો શાસક છે, અને મનુષ્યની પ્રાર્થનાઓ (યાચનાઓ)ને પૂરી કરવી કે ન કરવી એ સંપૂર્ણપણે એના અધિકારમાં છે, એટલે જ મનુષ્યોએ ફક્ત એની જ પાસે પ્રાર્થના કરવી જોઈએ, અને કોઈ બીજા અંગે અનુમાન સુદ્ધાં ન કરવું જોઈએ કે તેમની પાસે પણ પ્રાર્થના કરી શકાય. (ગ) એ જ એકલો મનુષ્યના ભાગ્યનો માલિક (સ્વામી) છે અને કોઈ બીજામાં એ શક્તિ નથી કે મનુષ્યનું ભાગ્ય બનાવી કે બગાડી શકે. એ જ કારણે મનુષ્યની આશાઓ કે ભય એ બન્નેનું કેન્દ્ર પણ આવશ્યક રીતે એ જ છે. એના સિવાય ન તો કોઈની સાથે આશાઓ જોડવી જોઈએ કે ન તો કોઈનાથી ભયભીત થવું જોઈએ. (ઘ) ફક્ત એ જ મનુષ્ય અને તેના ચોતરફ સમગ્ર જગતનો સર્જનહાર અને સ્વામી છે, એટલે માનવીની હકીકત અને સમગ્ર જગતના સભ્યોનું પ્રત્યક્ષ (સીધું) અને સંપૂર્ણ જ્ઞાન એને જ છે, અને હોઈ શકે છે; એટલે એ જ જીવનની ગૂંચવણભરી કેડી ઉપર માનવીને ખરૂં માર્ગદર્શન અને ખરી જીવન-વ્યવસ્થા આપી શકે છે. (ચ) પછી મનુષ્યનો જન્મ આપનાર તથા સ્વામી એ જ હોવાને કારણે તેમજ જે ધરતી પર માનવી વસે છે તેનો સ્વામી પણ એ જ હોવાને કારણે માનવી પર અન્યનું શાસન અથવા ખુદ એનું પોતાનું શાસન પણ નરી નાસ્તિકતા જ છે. અને એ જ રીતે માનવીનું પોતે પોતાના (માટે ) કાયદા ઘડનાર બનવું, અથવા કોઈ અન્ય વ્યક્તિ કે વ્યક્તિઓ અથવા સંસ્થાઓના કાનૂન ઘડતર

(કાયદા ઘડવાના હક્ક)ને સ્વીકારી લેવું પણ એ જ પ્રકારમાં આવે છે. પોતાની ધરતી પર પોતાની સૃષ્ટિનો શાસક અને કાનૂન ઘડનાર હંમેશ માટે ફક્ત એ જ હોઈ શકે છે. (૭) સર્વોચ્ચ શાસનનો સાચો સ્થાપક હોવાને કારણે એનો જ કાનૂન વાસ્તવમાં સર્વોપરી કાનૂન છે અને મનુષ્યો માટે કાનૂન ઘડવાની સત્તા ફક્ત એટલી હદ સુધી જ છે જ્યાં સુધી તે એ સર્વોપરી કાનૂનને આધીન અને એમાંથી તારવેલું હોય, અથવા એણે આપેલ છૂટછાટ પર આધારિત હોય.

(૧૨) આ તબક્કે આપણી સમક્ષ ઇસ્લામની બીજી અત્યંત મહત્ત્વની મૂળભૂત માન્યતા આવે છે, અને તે છે રિસાલતની માન્યતા. રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ એ વ્યક્તિ છે જેમના દ્વારા ખુદા પોતાનો કાનૂન મનુષ્યને આપે છે અને આ કાનૂન આપણને રસૂલથી બે રીતે પ્રાપ્ત થાય છે : ● કલામુલ્લાહ (દિવ્યવાણી) જે શબ્દશઃ રસૂલ પર અવતરિત થયું છે એટલે કે કુર્આનમજીદ. ● એ કથન અને આચરણ તેમજ આદેશ અને નિષેધ જે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતાના અનુયાયીઓને ખુદાના માર્ગદર્શન હેઠળ આપ્યા, એટલે કે સુન્નત. આ શ્રદ્ધાની અગત્યતા એ છે કે જો તે ન હોય તો ખુદામાં ઈમાન ફક્ત એક સૈદ્ધાંતિક વિચારસરણી બનીને રહી જાય છે. ઉદાહરણ તરીકે જે વસ્તુ ખુદાની ઇબાદતની આસ્થાને એક સભ્યતા, એક સંસ્કૃતિ અને એક જીવન-વ્યવસ્થાના સ્વરૂપમાં ઢાળે છે તે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું વૈચારિક અને વ્યવહારિક માર્ગદર્શન છે. એમના જ દ્વારા આપણને કાનૂન પ્રાપ્ત થાય છે. અને તેઓ જ એ કાનૂનના આશય પ્રમાણે જીવનની વ્યવસ્થા સ્થાપે છે. એ જ કારણે તૌહીદ પછી રિસાલત પર ઈમાન લાવ્યા વગર કોઈ વ્યક્તિ વ્યવહારમાં મુસ્લિમ બની શકતી નથી.

(૧૩) ઇસ્લામમાં રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું સ્થાન એવું સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યું છે કે આપણે સારી રીતે એ જાણી શકીએ કે રસૂલ શું છે ? અને એ પણ કે તેઓ શું નથી ? રસૂલ લોકોને પોતાના નહીં બલ્કે ખુદાના બંદા (સેવક) બનાવવા માટે આવે છે, અને તેઓ પોતે પણ પોતાને ખુદાનો બંદો જ ગણાવે છે. નમાઝમાં દરેક દિવસે ઓછામાં ઓછું એક વખત કલ્મ-એ-શહાદત પઢવાનું શિક્ષણ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે મુસલમાનોને આપ્યું છે. તેમાં આ વાક્ય અનિવાર્યપણે પઢવામાં આવે છે કે **"અશ્હદુઅન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહ"** (હું સાક્ષી આપું છું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ અલ્લાહના બંદા અને રસૂલ છે). કુર્આનમજીદ આ બાબતમાં લેશમાત્ર શંકાને અવકાશ નથી આપતું કે રસૂલ એક માનવી છે અને ખુદાઈમાં

એમનો લેશમાત્ર પણ ભાગ નથી. તે ન તો માનવીયપણાથી પર છે * કે ન તો માનવીય કમજોરીથી મુક્ત છે: ન તો ખુદાના ખજાનાના સ્વામી છે, કે ન તો ગેબનું જ્ઞાન ધરાવનાર કે જેને ખુદાની માફક સર્વ વસ્તુઓનું જ્ઞાન હોય. તે અન્ય માટે ફાયદારૂપ કે નુકસાનકારક તો દૂરની વાત રહી સ્વયં પોતાના માટે પણ કોઈ લાભ કે નુકસાનની સત્તા નથી ધરાવતા. તેમનું કાર્ય સંદેશ પહોંચાડી દેવાનું છે. કોઈને પણ સત્યમાર્ગ તરફ લાવવાની એમને સત્તા નથી, અને ન તો ઇન્કાર કરવાની કે પકડ કરવાની, કે તેમના ઉપર અઝાબ ઉતારી દેવાની એમને સત્તા છે, તે પોતે જો ખુદાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે (**મઆઝલ્લાહ-ખુદાની પનાહ**) કે પોતાના તરફથી કોઈ વસ્તુ ઘડીને ખુદાની તરફ સંબંધિત કરી દે, અથવા ખુદાની વહીમાં પોતાના તરફથી લેશમાત્ર ફેરફાર કરવાની હિંમત કરી નાખે તો તે ખુદાના પ્રકોપથી બચી શકે નહીં.

મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ રસૂલોમાંના એક છે, રિસાલતથી ઉચ્ચતર કોઈ સ્થાનના માલિક નથી. તેઓ પોતાના અધિકારથી કોઈ વસ્તુને હલાલ અને કોઈને હરામ કરવા, અથવા બીજા શબ્દોમાં ખુદાની પરવાનગી સિવાય સ્વયં પોતે ધારા-ધોરણના ઘડવૈયા બનવાની સત્તા નથી ધરાવતા. એમનું કાર્ય એ વહીનું અનુસરણ કરવું છે જે એમના ઉપર ખુદા તરફથી નાઝિલ થાય (ઊતરે).

આ રીતે ઇસ્લામે એ તમામ અતિશયોક્તિઓથી માનવજીવનને ઉગારી લીધા જે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી પૂર્વે આવનાર નબીઓના અનુયાયીઓએ પોતાના નબીઓ પ્રત્યે કરી હતી. એટલે સુધી કે તેઓને ખુદા કે ખુદાના સજાતીય, કે તેના સંતાન, તેના અવતાર સુદ્ધાં બનાવી દીધા. આ પ્રકારની તમામ અતિશયોક્તિઓનો નિષેધ કરી ઇસ્લામે રસૂલની જે હેસિયત વર્ણવી છે તે આ પ્રમાણે છે :

રસૂલ પર ઈમાન લાવ્યા વગર કોઈ વ્યક્તિ મો'મિન નથી થઈ શકતી. જે વ્યક્તિ રસૂલનું આજ્ઞાપાલન કરે છે તે વાસ્તવમાં ખુદાનું આજ્ઞાપાલન કરે છે; કેમકે ખુદાએ જે જે રસૂલ મોકલ્યા છે તે એટલા માટે જ મોકલ્યા છે કે, તેઓનું આજ્ઞાપાલન કરવામાં આવે. માર્ગદર્શન એ જ પામી શકે છે જે રસૂલનું આજ્ઞાપાલન કરે. રસૂલ જે કંઈ આદેશ આપે તેને સ્વીકારી લેવો જોઈએ અને જેનો નિષેધ કરે તેનાથી રોકાઈ જવું જોઈએ. (આ બાબતમાં સ્પષ્ટતા ખુદ મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ આ પ્રમાણે કરી છે કે

* ભૂખ-તરસ લાગવી, થાકવું, આરામની જરૂરત અનુભવવી, ઊંઘવું, માંદા પડવું, જખ્મી થવું, ખુશી અને દુઃખથી પ્રભાવિત થવું અને એવી જ અન્ય વાતો છે. માનવી હોવાના નાતે દરેક માનવીની જેમ રસૂલ સાથે પણ બને છે.

હું એક શુભસંદેશ આપનાર માત્ર છું. જે આજ્ઞા હું તમને તમારા દીનની બાબતમાં આપું તો તેનું અનુસરણ તમે કરો. અને જે વાત પોતાના મંતવ્યથી કહું તો હું પણ એક માનવી જ છું. પોતાની સાંસારિક બાબતોમાં તમે વધુ જાણો છો.)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની સુન્નત વાસ્તવમાં કુર્આનમજીદના હેતુઓનું સ્પષ્ટીકરણ છે. અને આ સ્પષ્ટીકરણ કુર્આનમજીદનો રચયિતા એટલે કે અલ્લાહતઆલાએ પોતે એમને શીખવ્યું હતું. એટલે એમનું સ્પષ્ટીકરણ પોતાની પાછળ ખુદાઈ પ્રમાણપત્ર ધરાવે છે. જેનાથી અળગા રહીને કોઈ વ્યક્તિ કુર્આનમજીદનું કોઈ સ્પષ્ટીકરણ આપમેળે કરવાની સત્તા ધરાવતી નથી. ખુદાએ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જીવનને આદર્શ જીવન ઠરાવ્યું છે. કોઈ વ્યક્તિ મો'મિન નથી થઈ શકતી જ્યાં સુધી તે રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના ચુકાદાને સ્વીકારી ન લે. મુસલમાનોનું એ કામ નથી કે જે બાબત અંગે ખુદા અને રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ચુકાદો આપી દીધો હોય એમાં તેઓ આપમેળે કોઈ નિર્ણય લેવાની સત્તા ધરાવતા હોય, બલ્કે મુસલમાનોનું એ કાર્ય પણ નથી કે સામે આવેલી કોઈ સમસ્યામાં કોઈ નિર્ણય લેતા પહેલાં એ ન જોઈ લે કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો આ બાબતમાં શું આદેશ છે?

ઉપરોક્ત વર્ણનથી આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે અલ્લાહતઆલાએ રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ દ્વારા મનુષ્યને ફક્ત એક સર્વોપરી કાનૂન જ નથી આપ્યો બલ્કે આગવા મૂલ્યો પણ આપ્યાં છે. કુર્આનમજીદ અને સુન્નતમાં જે વસ્તુને **'ખૈર'** (ભલાઈ) ઠરાવેલ છે તે હંમેશ માટે **'ખૈર'** છે. જે વસ્તુને **'શર'** (બૂરાઈ) ઠરાવેલ છે તે હંમેશ માટે **'શર'** એટલે કે બૂરાઈ છે. જે વસ્તુને **'ફરજ'** (અનિવાર્ય) કહી છે તે હંમેશ માટે **'ફરજ'** છે. જેને **હલાલ** ઠરાવેલ છે તે હંમેશ માટે **હલાલ** છે, અને જે વસ્તુને **હરામ** કહી છે તે હંમેશ માટે **હરામ** છે. આ કાનૂનમાં કોઈ પણ પ્રકારનો સુધારો, કે વધઘટ, કે નાબૂદીની સત્તા કોઈનેય પ્રાપ્ત નથી, સિવાય કે કોઈ વ્યક્તિ, કે જૂથ, કે કોમ ઈસ્લામને જ ત્યજી દેવાની ઈચ્છા ધરાવતી હોય. જ્યાં સુધી મુસલમાન મુસલમાન છે એના માટે એ શક્ય જ નથી કે કાલની બૂરાઈ આજે ભલાઈ બની જાય, અને પરમ દિવસે પાછી બૂરાઈ બની જાય. કોઈ અનુમાન, કોઈ સંશોધન કોઈ **"ઈજમા"** (સંયુક્ત-નિર્ણય) આ પ્રકારના સુધારાની સત્તા ધરાવતો નથી.

(૧૪) ઈસ્લામની ત્રીજી મૂળભૂત માન્યતા આખિરત* છે. અને એનું મહત્ત્વ એ છે કે એનો ઈન્કાર કરનાર **"કાફિર"** બની જાય છે અને ખુદા, રસૂલ, કુર્આન, કોઈ પણ

* આખિરત એટલે સર્વે મનુષ્યો મૃત્યુ પછી એક નક્કી કરેલ દિવસે ખુદાની મરજીથી એની સમક્ષ ફરી સજીવન થઈ હાજર થશે.

વસ્તુને માનવું પણ એને "કુફ્ર"થી બચાવી શકતું નથી. આ માન્યતા પોતાના વિસ્તૃત સ્વરૂપમાં છ અનિવાર્ય માન્યતાઓ પર આધારિત છે.

● સંસારમાં માનવીને બિનજવાબદાર બનાવીને છૂટો નથી મૂક્યો, બલ્કે તે પોતાના સર્જનહાર સમક્ષ ઉત્તરદાયી છે. દુનિયાનું વર્તમાન જીવન વાસ્તવમાં માનવી માટે પરીક્ષા અને કસોટી માટે છે. તેના અંત પછી તેને પોતાના જીવનના (તમામ) કર્મોનો હિસાબ ખુદા સમક્ષ આપવો પડશે.

● આ સમીક્ષાઓ માટે ખુદાએ એક સમય નક્કી કરેલો છે. માનવજાતિને સંસારમાં કાર્યો કરવા માટે જેટલી મહેતલ આપવાનો નિર્ણય અલ્લાહતઆલાએ કરી લીધો છે તેના અંતે કયામત (પ્રલય) અસ્તિત્વમાં આવશે, જેમાં સંસારની વર્તમાન વ્યવસ્થા અસ્ત-વ્યસ્ત કરી દેવામાં આવશે. અને એક બીજો સૃષ્ટિક્રમ નવીન સ્વરૂપમાં અસ્તિત્વમાં આવશે. એ નવી દુનિયામાં એ સર્વે મનુષ્યો કે જેઓ ઉદ્ભવકાળથી પ્રલયકાળ સુધી જન્મેલા હતા ફરીથી સજીવન કરી ઉઠાવવામાં આવશે.

● એ સમયે તેઓ સર્વેને એકી સાથે વિશ્વના ખુદાની અદાલત સમક્ષ રજૂ કરવામાં આવશે. અને દરેક વ્યક્તિને પોતાની સ્વતંત્ર હેસિયતમાં પોતાના એ કર્મોનો જવાબ આપવો પડશે જે એણે ખુદ પોતાની જવાબદારી ઉપર સંસારમાં કર્યા હશે.

● ત્યાં અલ્લાહતઆલા ફક્ત સ્વજ્ઞાન ઉપરથી જ નિર્ણય નહીં કરી નાખે બલ્કે ન્યાયની તમામ શરતો પૂરી કરવામાં આવશે. દરેક વ્યક્તિના જીવન કર્મોનો સંપૂર્ણ રેકોર્ડ વધઘટ વગર અદાલત સમક્ષ મૂકી દેવામાં આવશે અને અસંખ્ય પ્રકારની સાક્ષીઓ એ બાબતના સબૂત તરીકે રજૂ કરવામાં આવશે કે એણે ચોરી-છૂપી અને જાહેરમાં શું કર્યું અને કયા ઇરાદાથી કર્યું છે.

● અલ્લાહની અદાલતમાં કોઈ રુશ્વત, કોઈ અયોગ્ય ભલામણ અને કોઈ સત્ય વિરૂદ્ધ વકાલત ચાલી શકશે નહીં, કોઈનો ભાર અન્ય ઉપર નાખવામાં નહીં આવે. કોઈ નજીકમાં નજીકનો સ્નેહી કે મિત્ર અથવા નેતા કે ધાર્મિક વડા, અથવા તો પોતે ઘડી કાઢેલ મા'બૂદ (ઉપાસ્ય) કોઈની મદદમાં આગળ નહીં વધે. મનુષ્ય ત્યાં બિલકુલ એકલો, મિત્ર કે મદદગાર વગર ઊભો પોતાનો હિસાબ આપી રહ્યો હશે અને નિર્ણય ફક્ત અલ્લાહના અખત્યારમાં હશે.

● નિર્ણયનો સંપૂર્ણ આધાર એ વાત પર હશે કે માનવીએ સંસારમાં નબીઓના બતાવેલા હક્ક (સત્ય)ને માનીને તથા આખિરતમાં પોતાની જવાબદારીનો અનુભવ કરીને ઠીક ઠીક અલ્લાહની બંદગી કરી કે નહીં, પ્રથમ સ્વરૂપમાં એના માટે 'જન્નત'

(સ્વર્ગ) છે અને બીજા સ્વરૂપમાં 'દોજખ' (નર્ક).

(૧૫) આ માન્યતા ત્રણ પ્રકારના મનુષ્યોની જીવન-વ્યવસ્થાને એકબીજાથી બિલકુલ વિભિન્ન બનાવી દે છે. એક પ્રકારના મનુષ્યો એ છે કે જેઓ આખિરતમાં શ્રદ્ધા નથી ધરાવતા અને બસ આ સંસારના જીવનને જ જીવન સમજે છે. તેઓ અનિવાર્યપણે ભલાઈ અને બૂરાઈની કસોટી-કર્મોના એ પરિણામને જ ગણશે જે આ જગતમાં જ પ્રગટ થઈ જાય છે. અહીં જે કર્મોનું પરિણામ સારૂં કે લાભદાયી હશે તે એમની નજરમાં ભલાઈ હશે અને જેનું પરિણામ ખરાબ કે નુકસાનકારક હશે તે જ એમની નજરમાં બૂરાઈ હશે, બલ્કે ઘણી વખત કર્મોના પરિણામની દૃષ્ટિએ એક જ વસ્તુ એક સંજોગમાં ભલાઈ તો બીજા સંજોગમાં બૂરાઈ હશે.

બીજા પ્રકારના મનુષ્યો એ છે કે જેઓ આખિરતમાં તો શ્રદ્ધા ધરાવે છે પરંતુ તેમને એવો વિશ્વાસ છે કે કોઈની ભલામણ તેમને અલ્લાહની અદાલતમાં બચાવી લેશે, અથવા કોઈ એમના પાપોનું પ્રાયશ્ચિત પહેલેથી જ આપી ચૂકેલ છે, અથવા તેઓ અલ્લાહના માનીતા છે, અથવા તેઓને મોટામાં મોટા પાપની સજા પણ નામ માત્રની આપવામાં આવશે. આ વસ્તુ આખિરતની માન્યતાના સર્વે નૈતિક ફાયદાઓને પણ પહેલા પ્રકારના મનુષ્યોની હરોળમાં લઈ જાય છે. ત્રીજા પ્રકારના મનુષ્યો એ છે કે જેઓ આખિરતની માન્યતાને ઠીક એ જ સ્વરૂપમાં માને છે જે સ્વરૂપમાં ઇસ્લામ એને રજૂ કરે છે, અને કોઈ પ્રાયશ્ચિત કે અયોગ્ય ભલામણ અથવા અલ્લાહથી કોઈ વિશિષ્ટ સંબંધની ગેરસમજમાં સંડોવાયેલા નથી એમના માટે એ માન્યતા એક બહુ મોટી નૈતિક શક્તિ ધરાવે છે. જે વ્યક્તિના અંતરાત્મામાં આખિરતનો વિશ્વાસ પોતાના ખરા સ્વરૂપમાં ઘર કરી જાય, તેની સ્થિતિ એવી હશે કે જાણે એની સાથે પ્રત્યેક ક્ષણે એક નિરીક્ષક રહેલો છે, જે દરેક બૂરાઈના દરેક નિર્ણય પર એને ટોકે છે, પગલે પગલે એને રોકે છે, અને પ્રત્યેક કર્મ પર એને સજા આપે છે. બહાર કોઈ ધરપકડ કરનારી પોલીસ, કોઈ સાક્ષી આપનાર ગવાહ, કોઈ સજા આપનારી અદાલત, અને કોઈ નિંદા કરનારૂં લોકમત હોય કે ન હોય એના અંતરમાં એક સખત હાથે કામ લેનાર સમીક્ષક પ્રત્યેક ક્ષણે બેઠેલો રહેશે, જેની પકડની બીકથી તે ક્યારેય એકાંતમાં કે જંગલમાં અથવા અંધારામાં, કે કોઈ સૂમસામ જગ્યાએ પણ ખુદાની નક્કી કરેલ ફરજોથી છટકવાની અને એના નક્કી કરેલા હરામ કાર્યોને કરવાની હિંમત કરી શકશે નહીં. અને ધારો કે તે અગર કરી પણ બેસે તો પાછળથી લજ્જિત થઈ અને તૌબા કરી લેશે, એથી વધુ નૈતિક સુધાર અને માનવીના અંતરમાં એક મજબૂત ચારિત્ર્યને જન્મ આપવાનું અન્ય કોઈ સાધન નથી. ખુદાનો

સર્વોપરી કાનૂન જે સ્થાયી મૂલ્યો માનવીને આપે છે એના ઉપર દઢતાંપૂર્વક માનવીના કાર્યશીલ થવાનો અને કોઈ પણ સંજોગોમાં એનાથી ન ખસવાનો આધાર આ જ માન્યતા પર છે. એ જ કારણે ઇસ્લામમાં આને એટલું મહત્ત્વ અપાયું છે કે જો એ ન હોત તો ખુદા અને રિસાલત પર ઈમાન પણ વ્યર્થ હોત.

(૧૬) ઈસ્લામ, જેવું કે હું પેરાગ્રાફ નં-૬માં વર્ણવી ચૂક્યો છું, એક સંપૂર્ણ સભ્યતા, એક સર્વાંગી સંસ્કૃતિ, તથા એક સર્વવ્યાપી વ્યવસ્થા છે, અને માનવ-જીવનના સર્વે પાસાઓમાં નૈતિક માર્ગદર્શન આપે છે, એટલે એના નીતિ-નિયમો વાસ્તવમાં સંસારત્યાગી સાધુઓ તેમજ યોગીઓ કે સન્યાસીઓ માટે નથી બલ્કે એ લોકો માટે છે જેઓ જીવનના વિવિધ વિભાગોનું સંચાલન કરે છે કે તેમાં કામ કરે છે. નૈતિકતાના જે શિખરો, ખાનકાઓ, મઠો કે દેવળોમાં સંસાર શોધતું ઇસ્લામ તેમને જીવનની વચ્ચોવચ લાવવા માગે છે. એનો હેતુ એ છે કે હુકૂમતના વિશેષજ્ઞો, રાજ્યોના રાજ્યપાલ, અદાલતોના ન્યાયાધીશો, લશ્કર અને પોલીસના અધિકારીઓ, લોકસભાના પ્રતિનિધિઓ, અર્થકારણ, કળા અને ઉદ્યોગના શાસકો, કોલેજો તથા યુનિવર્સિટીઓના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ, બાળકોના વાલીઓ, વાલીઓના બાળકો, સ્ત્રીઓના પતિઓ અને પતિઓની સ્ત્રીઓ, પાડોશીઓના પાડોશીઓ, ટૂંકમાં બધું આ નૈતિકતાથી સુસજ્જ હોય. તે ઇચ્છે છે કે પ્રત્યેક ઘરમાં એ જ નૈતિક શાસન હોય અને શેરીઓ અને બજારોમાં પણ એનું જ ચલણ હોય, તે ઇચ્છે છે કે કારોબારીની સર્વે સંસ્થાઓ અને ખાતાઓ એનું જ અનુસરણ કરે, રાજકારણ સત્ય અને ન્યાય પર આધારિત હોય, સત્યની પરખ તથા હક્કો અદા કરવાના આધારે કોમો એક બીજા સાથે વ્યવહાર કરે. યુદ્ધ પણ થાય તો સજ્જનતા અને સભ્યતાથી થાય, નહીં કે વરૂઓની જેમ હિંસાત્મક રીતે. માનવી જ્યારે ખુદાનો ભય અપનાવી લે, ખુદાના કાનૂનની સર્વોપરિતા સ્વીકારી લે, ખુદા સમક્ષ પોતાની જવાબદારીને યાદ રાખીને સ્થાયી મૂલ્યોનો પાબંદ બની જાય તો પછી તેની આ વિશિષ્ટતાઓ ઇબાદતના સ્થળ સુધી સીમિત ના રહેવી જોઈએ, બલ્કે જે કોઈ હેસિયતથી પણ તે દુનિયામાં કાર્ય કરી રહ્યો છે ખુદાના સાચા અને વફાદાર બંદાની માફક જ કામ કરે.

આ છે ટૂંકમાં એ વસ્તુ જેનો ઇસ્લામ ધ્વજવાહક છે, અને આ કોઈ તત્વજ્ઞાનીનું કાલ્પનિક સ્વર્ગ માત્ર નથી બલ્કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એને વ્યવહારમાં સ્થાપીને દેખાડી દીધું અને આજે ચૌદસો વરસ વીત્યા પછી પણ જેનો પ્રભાવ ઓછાવત્તા પ્રમાણમાં મુસ્લિમ સમાજમાં જોવા મળે છે.

